વચનોનું વિલોકન કરવું એ જ આ વૈરાગ્યવાન પુરુષોનો આધાર હોઈ આ સિવાય ચિત્તને વિશ્રામ લેવાની બીજી જગ્યા નથી. આ વૈરાગીની આરત ઊર્ધ્વ ગતિવાળી હોઈ પતિમાં સંપૂર્ણ રહેલી છે. આ પુરુષોનાં શરીર અનેરાં એટલે અસાધારણ છે, ગોપીચંદ અને ભર્તુહરિ સમ આ પુરુષો હોઈ તેઓમાં લેશમાત્ર હેરફેર નથી, એટલે કે આ વૈરાગ્યવાન પુરુષોનું સુખ તેમના સુખ બરાબર છે. એમનું બિરદ એટલે પ્રતિજ્ઞાવાળો ટેક એટલો તો બળવાન છે કે તેની તુલના થઈ શકે તેમ નથી, જેથી આ પુરુષોને કોઈ ડોલાવી શકતું નથી. એનું જ નામ સાધુ.

अहो धन्य नर धीरज सधीर तन, मयासुभट सुलतांनु;
तरक त्याग संग्राम मोहनसे, लरत न भये अयांनु. ॥७७॥
अजभव एकलसंग सरीखे, कबहुक काम नचाइ;
सो किंद्रप जीनसे न खटायत, त्यागीत तरुण तुलाइ. ॥७८॥
सारधार वैराग विमखके, कोइक जवरला एकु;
ओर सकल सख त्याग कहनके, अगणित भेख अनेकु. ॥७९॥
कीन बरन वैराग त्यागके, करन कठन करडागी;
ते साधु निजसंत योगीजन, वैरागीने वीतरागी. ॥८०॥

અડગ નિશ્ચયવાળા, ધીર ગંભીર, મહાધૈર્યવાન વૈરાગી પુરુષોને અનેકવાર ધન્ય છે ! વળી આ મહાસુભટ શૂરવીર પુરુષો વૈરાગ્યના રાજા હોઈ તર્ક અને ત્યાગ વડે મોહિની સામે સંગ્રામ કરવામાં અજાણ્યા નથી, એટલે આ પુરુષોની સામે મોહિની ફાવી શકે તેમ નથી. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને એકલસંગી મહર્ષિ જેવાને કહેવાય છે કે કામદેવે નચાવ્યા છે. આ કિંદ્રપ એટલે કામદેવ આમ સમર્થ હોવા છતાં આ વૈરાગ્યવાન ત્યાગીઓએ તેને તરણ તુલ્ય ગણી ફેંકી દીધો છે, જેથી આ કામદેવ આ વૈરાગીઓ તરફથી કંઈ પણ ખાટી શકે એટલે લાભ લઈ શકે તેમ નથી. આ પ્રમાણે વૈરાગ્યના વેશને સારધાર રાખી શકે એવા કોઈક જ વિરલા હોય છે. આ સિવાયના અગણિત ભેખધારીઓનો વૈરાગ્ય

કહેવા માત્ર છે. હે શિષ્ય ! આ અંગમાં વૈરાગ્ય અને ત્યાગનું વર્ણન કર્યું છે. આ માર્ગ કરડો અને કઠણ છે છતાં નિભાવી લે તેનું જ નામ સાધુ.

अब जीनुं संत अतंत वरतकी, श्रोत कहत समजाइ;
निजपति अंश भिन्न भव दरशीत, दहित न तत्त्व बलाइ. ॥८१॥
अगमगति सरवज्ञ सतंतर, अंतर रहित सवेता;
नामरु प गुणके थइ कारण, साक्षीवंत रहेता. ॥८२॥
भिन्न नहि भगवंत जीनंतर, रलीत सरल समपुरा;
आडय अटक नहि खटक खलक्की, अनुभव हालहजूरा. ॥८३॥
जीनके बचन अचंत जीनावत, अभे करन भय त्यागी;
ते साधु निजसंत योगीजन, वैरागी ने वीतरागी. ॥८४॥

હે શ્રોતા ! સંતનાં વર્તન તત્ત્વની પ્રવૃત્તિવાળાં નથી. મારું સ્વરૂપ ભવથી ભિન્ન હોઈ સદાય નિજપતિના અંશરૂપે છું એમ તેઓ માને છે; કારણ કે તેમનો પોતાનો દેહ જે જગતમાં ભિન્ન રૂપે દેખાય છે તે દેહનાં તત્ત્વોને બલાસમ સમજી વૈરાગ્યરૂપ અગ્નિ વડે બાળી દઈ પોતે નિજપતિના અંશરૂપે થઈ ને રહ્યા છે. આ કારણને લીધે આ સંત અગમગતિના, સર્વજ્ઞ, સ્વતંત્ર હોઈ અંતરમાં રોમરોમ જાગ્રતવેત્તા તરીકે રહે છે. આ સંત નામ, રૂપ અને ગુણના મૂળ કારણરૂપ હોઈ સાક્ષીરૂપે રહે છે. જેનાં અંતર ભગવાનથી ભિન્ન નથી એવા સંતજનો સરલતાપૂર્વક નિજ સ્વરૂપમાં રમણ કરે છે. તેમનામાં સ્વસ્વરૂપનો અનુભવ હાજરા હજૂર હોઈ ખલકમાત્રની ખડક આડે આવી અટકાવી શકતી નથી. અહો ! આવા પવિત્ર સંતનાં મૃદુલ વચનો અચંતા એટલે ચિંતવી ન શકાય તેવી સુષુપ્તિ અવસ્થાને ચીનાવવાવાળાં (ઓળખાવનારાં) છે. વળી આ વચન ભયનો ત્યાગ કરાવનાર હોઈ અભયપદે પહોંચાડનારાં છે. આમ અભયપદ પ્રાપ્ત કરાવે તે સાધું.

-: दोहा :-

कीयेहु लक्ष निज संत सभासन, तज्ञ योग साधनके;

कहे कुवेर समेर चतुरमही, श्रेष्ठ संत पादनके. ॥८५॥

આ અંગમાં જે સંતનાં લક્ષણો વિષે સમરૂપે સમતાવાળું વર્ણન કર્યું છે તે સંત તજજ્ઞ તદ્દ્વત્ રૂપે હોઈ યોગનાં સાધનોના સંપૂર્ણ જાણકાર છે; તથાપિ મહાન સમર્થ કુવેર સ્વામીજી શ્રીમંત ભગવાન કરુણાસાગર કહે છે કે સાધુ, સંત, યોગી અને વૈરાગી, આ ચારમાં મેરુરૂપ શ્રેષ્ઠ સંત છે.

# ઈતિશ્રી વિશ્વબોધ ચોસરા

## સંપૂર્ણ

## નરવેદસાગર રચિત

### -: સ્તુતિ :-

સોહમ સદપદ સરજ અકળ ગતિ પતિ અવિનાશી;
અરૂઢ અચ્યુત અવે અજર, ચરાચર ગતિ પ્રકાશી.
સહીર ભયે શુન્ય સત્ત્વ, મહત્ત્વ મત ઉમંગ ઉઠાયે;
અનંત શકિત જીનું માહાંય, મોજ મનોંરથ ઉપજાયે.
આપ અકેલ નહિ બેલ ખેલ બિનું ખુદ કીનું માલિક;
ઉપજાવ્યો અહંમેવ ભેવ, ભવાટી રચ્યું ખ્યાલિક.
ખ્યાલિકી અતિ ખાંત્ય, ખલક જીનું કીયે સંકલપસે;
પ્રૌઢ પ્રસારા પરમ મરમ, મુદત કલપસે.

સદ્ ચિદ્ આનંદ અંગ, વિશેષણ જીનુ શોભિત સદ;
સદ પદ સદા અખંડ, ચિદ્ વિભક્તિ કરન કદ.
આનંદ અમિત વિલાસ હાસ, જીનકુ અતિ પ્રિયે ભવ;
રચિત સૃષ્ટ જીનું ખચિત, અનુભવ પુની ભયે ભવ.
ભવાટિ ભલ ભેદ ભયે, ભલ નિજ રચનાકી;
સરજન શુદ્ધ સંકલ્પ રચી, પુની એક બચનાકી.
સાંસ્ત્રત વાધ્યું સરલ વિવિધી, વિભક્તિ ભિન્ન ભવ;
વિષ્ટિ વિપુ પસાર તખત. જડ તનુ બનાય સબ.
હિરણ ગર્ભ અજર અમર ચરાચર, ચલે કલપ લગી;
મુદત મહાદકી મોજ કલ્પ બીનું, કોઈ ન શકે ભગી.
મધ્ય પોક્ષણ જીનુ જમ તમ, તિનુ દેત હી આહારા;
અનંત મોજ મજબુત મહેર મહારાજ પસારા.
ભુલે આપ પતિ પક્ષ, દક્ષ હેરક કુણ કરતા.
અંત સમષ્ટિ સર્વ પર, પસરન હક હરતા.
આનંદ કંદ અખંડ અખિલ, પતિ અંશ સબનકે;
આધ્ય મધ્ય નહિ અંત, અતંત અનાદિ તબનકે.
મોજ કારણ મહારાજ સાજ, સબ સૃષ્ટ બનાવત;
ઉર અંતર અહંમેવ ભેવ, ગતિ સોહી જનાવત.
લહુ મમ અંશ સજાત, અંશ મોઈ લહત ન કોઈ;
પોક્ષાણ કરનકી પ્રિત્ય, રિત્ય રસરૂપ ન હોઈ.
સાચ સબંધ સ્નેહ, નેહ નહી પતિ તરફ કે;
જકત રૂપ જગ તાત, ભાત્ય ભુલી ભયે નરપકે.
અહો મમ અંશ અચેત, વેત નહિ વિશ્વ વિચરતા;
સહે સંકટ ગર્ભવાસ, ત્રાસ તનુવત્ થઈ ફરતા.
આદ્ય સક્ત સ્વરાજ, કરુણેશ કેવલ કરતાઈ;

મહાદ મહેર મહારાજ, કાજ જન કરન ઉપાઈ.
પરમ અંશ મમ તુલ્ય, ભુલ્ય ભવ ભેદીક ભવકે;
અરૂઢ જ્ઞાન ગતિ રાજ, કાજ સબ કરે જીવકે.
કરુણેશે કરુણાય, કરુણાસાગર પઠવાયે;
નારાયણ નિજ દાસ સમિપ, સદ સંગીત લાયે.
દિવ્યરૂપ ઘનશ્યામ, ચિન સંયુકત દેદારા;
દરશન તે અઘ હરન, કરન જન કાજ પસારા.

-: દોહા :-

મહેર કરી મહારાજને, જકત ઉપર જગદીશ;
પ્રસવુ પાલે પતિપજ, સકલ ઈશોના ધિશ.
આદ્ય સ્નેહ ઉત્પન્ન પખે, મધ્ય પોષણ કી પ્રિત્ય;
અંત સમષ્ટિ સરવને, ખુદ માલિક કી રીત્ય.

-: સોરઠા :-

તેહી માલિક મહારાજ, કાજ કરન જન આયેહુ,
અંશન શીર સ્વરાજ, સ્વાધ્ય સાજ સુખ લાયેહુ.
વંદુ +ગુરૂપદ પક્ષ, દક્ષ જ્ઞાન અદ્‌ભુત અતિ;
મતિ મનોહર લક્ષ, સજ્જન તે સુખ લહે મતિ.
અધિકારી જેહી જન પૂર્વ, સ્નેહ પ્રગટે તીનુ રત;
શ્રીમંત કુવેર સુમત, નારણદાસ શરણાંગત.

❀ ❀ ❀